# સત્સંગાખ્યાન.

## (યજ્ઞમહાત્મ્ય)



રચનાર,

કવિ આશારામ જેભાઈ પણુસારા.



છપાવી પ્રસિદ્ધ કરનાર,

પા. છોટાલાલ લલુભાઇ કોયલી.



અમદાવાદ.

સત્યવિજય પ્રેસમાં—શા. સાંકળચંદ હરીલાલે છાપ્યું.

કિંમત રૂ. ૦)૭

## નરેંદ્રવેલી.

પુરૂષારથે પૂર્ણ ગયેલ જામે, આરે અનંગ સ્થીરતાથી ઠામે;
વામા નમે છંદ ફંદે છકેલી, ખાતું ખુશીથી નરેંદ્રવેલી.

પુરૂષાર્થને આપનારી અકસીર દવા અજમાવેલી છે. દવા પાછી આપે તેને પૈસા પાછા-મળે ને બીશ વર્ષની ઉમ્મરના પુરૂષને કામની છે. નાડીપરીક્ષા કર્યેથી મળશે. ગૃહસ્થને ખાવાની છે. કિંમત તોલા ૧ ના રૂ. ૪૦ એક માણસને ચાર વાલથી વધારે ખવાયજ નહીં. બે વાલ બસ છે.

## થતો ક્ષય, ચિત્તભ્રમ, ધાતુનો સુધારો.

નાના બાળકની વરાધ સંગ્રહણી એટલાને માટે અકસીર સુવર્ણ વસંતમાલતિ, કિંમત તોલા ૧ ના રૂ. ૧૨) નાડી પરીક્ષા કરી આપવામાં આવશે. ગરમાઇ, બરોલ, વિસ્ફોટક, તેવા દરદવાળાને કામની નથી. પાંચ વર્ષની અંદરના બાળકને મફત મળશે. જાતે મળવું.

## હરસની દવા.

ત્રણ દીવસ સુધી લીધાથી મટે. કિંમત સ્થિતિ ઉપર.

કર્ત્તા

કવિ. આશારામ જેભાઈ.

પણસોરા—પોષ્ઠ ઉમરેઠ.

# સત્સંગાખ્યાન.

## (યજ્ઞમહાત્મ્ય)



બનાવનાર,

કવિ આશારામ જેઠાભાઈ પણસોરા.



છપાવી પ્રસિદ્ધ કરનાર,

પા. છોટાલાલ લલુભાઈ કોયશી.

અમદાવાદ.

સત્યવિજય પ્રેસમાં—શા. સાંકળચંદ હરીલાલે છાપ્યુ.



કિંમત રૂ. ૦॥=

# અર્પણપત્રિકા.



ભોજે ભોજતણું પુરણ પણુ રાખ્યું,
સુતસૂતાનું સુખ સમગ્ર તે દાખ્યું.
જેથી જાહેર યોગ ઉદ્યોગ ઘણો ગાજ્યો,
વાકળ લેઉઆ પંચતણી—જય જય થાજો. ટેક. ૧
વિમળ વિવેકી સુખ તણી વાળી વેલી,
સિંચે જ્ઞાનામૃત્ત સગુણથી કારેલી.
જેથી જામ્યા રિધસિધ સાથે રીવાજો. વાકળ લેઉઆ. ૨
સુનીતિ રિતિ પ્રીતિ માંહી શૂરા,
લત મત આપે માપેજ જલાલપૂરા;
વદે વદનથી આ નીતિ ચિતમાં રહાજો, વાકળ. ૩
લુણા કે'છે લુણહરામિ ના થઇએ,
સર્વેની આબાદી તનમનથી ચહીએ;
બાળા બાળનાં સંકટ તે સર્વે જાજો. વાકળ. ૪
વિમળ વિવેકી વદે વદનથી સતભાષા,
નિર્મળ નેકી ટેકી તેવા ડભાસા,
સર્વેને કે'છે સદ્ આ ધારા રહાજો. વાકળ. ૫
આંબળાએ તજયા આંબળા સૌ મનના,
પંચ વિરૂધ ચાલ્યાની કીધી છે કુમના;

વદે વિવેકે ભાઇઓ સહુએ ભરાજો. વાકળ. ૬
સજી સોખડા કે' સર્વે સીધા ચાલો,
આ ધારા પાળીને મારગડે મ્હાલો,
પંચામૃત અમૃત સર્વે પીજો પાજો. વાકળ. ૭
વડુ કહે વડાઇ સરવ મૂકી દેવી,
આ જથામાં કન્યાઓ લેવી દેવી;
ધીરજ રાખી ધર્મ તણે રસ્તે ધાજો. વાકળ. ૮
પઠે પાદરા ને સોબતમાં સમિઆરા,
પાળીસુ પુરી રીતીથી આ ધારા;
સર્વાનુમત ભઇઓ ભેગા થઇ ખાજો. વાકળ. ૯
કીર્તિના કોડીલા સુખથી કે' કાંદા,
મુકી દેવા મનતનધનમદના ફાંદા;
આ અવસર આનંદ વૃંદથી બીરાજો. વાકળ. ૧૦
અંબાડાએ કાઢી નાંખ્યા સૌ આંટા,
ફસાફસીના તે ફેડી નાંખ્યા ફાંટા,
ધર્મ ધુરિંધર ન્યાય નિપૂણુ રીતે છાજો. વાકળ. ૧૧
રણુ કહે રણુકારે આ રીતિ ચહીશું,
વડસર પણુ કે'છે આ ગંગામાં નહીશું;
મનના મેલ તજી આ ગંગામાં ન્હાજો. વાકળ. ૧૨
સ્થંભ ઠોકીને રાજુપુરા વેણુ વદે,
સેજાકુવાને એ પણુ ઉતર્યુંજ હૃદે;

સુતને શીખવે કોઇ સમે ન ફસાજો. વાકળ. ૧૩
વિશ્રામપુરાને વિશ્રામ મળીયો સારો,
ગયાપુરાના ઉરમાં રૂચ્યો આ ધારો;
પાપ તાપ સંતાપ સર્વેના જાજો. વાકળ. ૧૪
કલ્યાણ થયું તે કે'છે સૌ કલ્યાણકોઈ,
ઠીકરીઆને ઠેઠ લગી રૂચી સોઇ;
જે જોતામાં મોટાંનો લટકો લાજ્યો. વાકળ. ૧૫

ઉપરનાં બાવીશ ગામમાં કારેલીના માસ્તર અમથાભાઈ તથા પંડયા શીવશંકરભાઇએ પરમાર્થબુદ્ધિ વાપરી તનમનથી આ કોમ સુધારી કન્યાવિક્રય બંધ કર્યો તેથી હું હર્ષથી આ શ્રી વાકળ લેઉઆ પંચને પુસ્તક અર્પણ કરૂંછું.

કવિ આશારામભાઈ.



ૐ શ્રી.

# સત્સંગાખ્યાન.

દોહરા.

શંભુના સુતને નમી, વંદુ વારંવાર;
આ સત્સંગાખ્યાનનો, કરજો જય જયકાર. ૧
દેવ મુનિ ગુણિજંનને, પ્રીતે કરી પ્રણામ;
આરાધીને અંબિકા, ધરૂં લખવાની હામ. ૨
ગુરૂ–પદપંકજ સેવીને, ધ્યાને ધરૂં હમેશ;
જેથી *ઝડ છુટે નહિ, રહે અચળ જેમ શેષ. ૩
ગુરૂથી લઘુ, લઘુથી લઘુ, લઘુથી લઘુ તમામ;
તે સર્વેને ગુરૂ ગણી, ગ્રહુ કલમ કર ઠામ. ૪

એક દિવસે **અધુરચંદ્ર** ને **મધુમાલિનિ** બેઠાં છે. ત્યાં મધુમાલિનિ અધુરચંદ્ર પ્રત્યે કહે છે. સ્વામિનાથ! જેમાં ભગવદ્ કથા આવે ને સમયસૂચકતા હોય એવી રસિક વાર્તા કહો. તે સાંભળીઃ–

**અધુરચંદ્ર—** ચોપાઇ.

નગ્રી એક નિરંજન નામ, વસે મુનિ ત્યાં આતમરામ;
ધ્યાને ધરે હમેશ મહેશ, આવ્યાને આપે ઉપદેશ.

* ઝડ—ઝડ ઝમક—તાળ વગેરે.

આવ્યા ત્યાં સૂરતશા શેઠ, પૂજા કરીને મૂકી ભેટ;
વંદન કરીને વદિયા બોલ, જેનો મણિથી મોઘો તોલ.

શ્લોક. ( શ્રી ભાગવત મહાત્મ્યમાંથી, )

भाग्योदयेन बहु जन्म समार्जितेन,
सतसंगमंच लभते पुरुषो यदा वैः
अज्ञान हेतु कृत मोह मदांधकार,
नाशं विधाय हितदोदयते विवेकः          १

**ટીકા:**—સત્સંગ થાય તેથી કામ, ક્રોધ, લોભ, મોહ, મત્સર આદિ ત્યાગ થાય. શિયળ સંતોષ વગેરેમાં પ્રીતિ થાય.

**સુરતશાહ**--આજ મારા ભાગ્યોદયનો પાર નહિ, આપનાં દર્શન થયાં. એમ કહી દંડવત કરી, હાથ જોડી, પ્રશ્ન પૂછેછે.

પ્રશ્ન—"મોક્ષ શાથી થાય?"

ઉત્તર— દોહરો.

તજે વિષયની વાસના, પહોચે અક્ષરધામ;
વિષયને વળગી રહે, ગોથાં ખાય ગુલામ.

**સુરતશાહ**--મહારાજ! તેમ કરતાં પોતાનું સમાધાન થાય પણ અનેકની સદ્ગતિ થાય એવો રસ્તો બતાવો?

**આત્મારામ**—મારો ભગવદ્ભજનનો સમય જાય છે. માટે રાજનગરમાં જા.

"પ્રેમ દરવાજે વહેલો જજે, થાજે અંતરથી નાનો;
ડહાપણ મુકી ડોળને ચુકી, સુણજે છાનોમાનો."

એવો ઉપદેશ કરી મહાત્મા આત્મારામ શિવોહં ! શિવોહં ! ધ્યાનમાં બેઠા. સુરતશાહ રાજનગરમાં આવ્યા, ત્યાં ચિત્ર વિચિત્ર:ને રમણિક સ્થળો જોતાં જોતાં બોલી ઉઠયા.

મનહર છંદ.

આવો લાવો દામ એમ વદતી કામનિયો તે,
જામનિમાં રામ તણી માળા કર સાહ્ય છે;
માછીઓ મારતા મચ્છ સ્વચ્છ બની ભજે હરિ !
નિત્ય નિત્ય સતસંગ કરવાને જાય છે.
ભીલોએ ભેગા મળીને દેશમાંથી કાઢયો દારૂ,
હરિ તણા ગુણ નિત્ય ગાથાઓમાં ગાય છે;
અટકળે આશારામ નીચમાં આચાર આવ્યો;
અનાચાર ઉંચમાંથી થોડો થોડો થાય છે.

**સુરતશાહ**—સડકો ને મીલો જોતા જોતા જાય છે તેવામાં વિચારવાદળી ફેલાઇ ને આનંદની વૃષ્ટિ થઇ. શાન્તિના સરોવરમાં નહાવા પડયા. ડુબકી મારી જુએ છે તો હજારો હરિજનો બેઠેલા તેમાં કોઇ બોલતું નહોતું, ને કલેશ નહોતો. તે જોઇ વિસ્મય પામ્યા કે આ સ્વર્ગ હશે કે શું? સ્વર્ગ હોય તો ઇંદ્ર હોય, પણ આ તો પરમ સંતોષિ મહાત્મા છે. કોની જોડે વાત કરૂં. ગુરૂ મહારાજે કહ્યું છે કે:—"છાનો રહેજે ને

સાર શોધી લેજે." પૂર્ણ સંતોષિ છે તેથી ગુરૂ દત્તાત્રય હશે? એમ ધાર્યું. એટલામાં શ્રીમદ્ભાગવત એકાદશ સ્કંધની કથા ચાલી. તેમાં ગુરૂ દત્તાત્રયનું, યદુ રાજાને ઘેર જવું થયું. ત્યાં યદુ રાજાએ પૂછ્યું, મહારાજ! આપ આનંદસ્વરૂપ છો તેનું કારણ શું?

**ગુરૂદત્તાત્રય**--શ્રીમદ ભાગવત્, આત્મ પુરાણ વગેરે થી જ્ઞાન મેળવી ૨૪ ગુરૂ કરેલા છે.

### છંદ મનહર.

પૃથ્વી વાયુ ને આકાશ, અગ્નિ જળ ચંદ્ર સૂર્ય,
હોલો અજગર દધી પુરાણ લખાયા છે.
પતંગિયુ મધમાખી હાથી પારધિ હરણ,
માછલુ વેશ્યા ટીટોડો બાળક વંચાયા છે;
કન્યા બાણનો ઘડનાર પન્નગ કરોળિયો,
કીટની ભમરિ દેખી સર્વ ગુણ સાધ્યા છે,
અટકળે આશારામ એવા અનુભવી ગુરૂ,
દત્તાત્રયે દેહભાવ મૂકી ચોવી ગાયા છે.

### श्लोक.

**मन एव मनुष्याणाम् कारणं बंध मोक्षयात्,**
બંધ ને મોક્ષનું કારણ મન છે, માટે મનને જીતવું.

**યદુરાજા**--ભાગવત કેટલું છે તે કહો?

## છંદ મનહર.

પ્રથમમાં ઓગણીશ દ્વિતિયની માંય દશ,
તૃતિયમાં તેતરી ને ચોથે એકત્રીશ છે.
પંચમાંય ષટ્વીશ ષષ્ઠમાંય ઓગણીશ,
સપ્તમાંહી પક્ષપૂરા, અષ્ટમાં ચોવીશ છે;
નવમાંય વીશચાર દશમની માંહે નેવુ,
એકાદશ એકત્રીશ બારે તેર ઇશ છે.
અટકળે આશારામ, ભાગવત પુરાણમાં,
વ્યાસે વર્ણવેલા અધ્યા ત્રણસેં પાંત્રીશ છે.

યદુ રાજાએ ગુરૂ દત્તાત્રયની પૂજા કરી આંખો મીચી ધ્યાન ધર્યું એટલે દત્તાત્રય અંતર્ધ્યાન થયા. તેમ સુરતશાહ વિચારે છે. આતે સ્વર્ગ કે વૈકુંઠ ! એટલામાં કથા વિસર્જન થવાનો સમય થયો. ત્યાં એક સ્વધર્મ નામનું પેપર આવ્યું. તે મુકુંદરાય માજીસ્ત્રેટ વાંચવા લાગ્યા; તેમાં સ્વધર્મનું લખાણ જોઇ હરિજનો સાંભળવા ઊભા છે.

## છંદ પ્રીયધટિકા.

અપંગને ઉમંગથી ન દામ એક આપિયો,
ઉદ્યોગથી ન કષ્ટ એક જંનનો તેં કાપિયો,
સ્વધર્મમાં ન પર્મ વિત્ત આળસેં તેં વાવર્યું;
જન્મીને આ જગતમાં સ્વદેશ-હીન શું કર્યું ? ૧
પડયો પુરંન પૂર જોર તોરના વિચારમાં,

ખુડયો મદંધ અંધ ધંધ યુદ્ધના બજારમાં;
ન રામનામ અંત આવતા સુધીમાં ઉચ્ચર્યું. જન્મી૦ ૨
રંડીઓ કુભંડીઓના ફંદમાં ફસઇ ગયો,
પરોપકાર એકવાર પાઇને। તેં ન થયો;
છકેલ ને બકેલ માંહિ ચિત્ત તાહ્યરૂં ઠર્યું. જન્મી. ૩
પુન્ય માંહિ ન્યૂનતા કરિ તેં હામ દામમાં,
પાપની દુકાન તેં રચાવી ઠામ ઠામમાં;
દિનને રિબાવિ દ્રવ્ય સર્વ ધામમાં ધર્યું. જન્મી. ૪
જોઇ સુગ્રંથ પંથ સત્ય વિદ્વતા ન વાપરી,
સધંન જ્ઞાન શોધવાને ના કરી મુસાફરી;
મંન તંન ધંનથી ન દુઃખ પરનું હર્યું. જન્મી. ૫
પિંડ ને બ્રહ્માંડને। ન શોધ શાસ્ત્રથી કર્યો,
વિરક્ત જ્ઞાન દાનથી ન વ્હેમ કોઇને। હર્યો;
સુયશ છોડ વાવિયા ન કામ તેથી શું સર્યું. જન્મી. ૬
દેહનું હમેશ ધ્યાન જ્ઞાન માનથી ધર્યું,
સેવિ સત્તગુરૂ આત્મનિરૂપણ ના કર્યું;
પડયોજ કાળ ઝાળમાં ત્રિવેણી ન્હાણુ ના તર્યું. જન્મી. ૭
ચેત ચેત ચેત આ અતુલ્ય ભુલ્લ્ય થાય છે,
કે'છે આશારામ જો સ્વધર્મ પત્ર ગાય છે;
વિવેકથી વેદાંતમાં અનેકે એમ ઉચ્ચર્યું. જન્મી. ૮

સ્વધર્મ પેપર સાંભળતાંજ હરિજનોને દયા ઉત્પન્ન થઇ.

અને અન્યોઅન્યે વિચાર કરી લૂલાં પાંગળાં આંધળાંને સારૂ અન્નક્ષેત્ર કાઢયું ને વિદ્યાને ઉત્તેજન આપવાને પ્રેરણા કરી. સુરતશાહ પૂછે છે. પ્રેમ દરવાજો કયાં છે.?

નિમિતરાય જજજ—પથ્થરનો જોવો હોય તો સ્હામે છે, અને પ્રેમની—પ્રેમના દરવાજાની લીલા અનેક મુખ-મુદ્રાઓમાં જો. સુરતશાહને શાન આવી અને બોલ્યો.—

श्लोक.

अहोन्द्र जन्मा खिल जन्म शोभनं
किं जन्मभिः स्व परैरश्य मुस्मिन्  ३०—

ટીકા—અહો! સ્વર્ગમાં અવતાર થાય તે નકામા છે. અહીં મહાત્માઓનો સમાગમ થાય છે તેથી આ લોક ઉત્તમ છે.

દોહરો.

શરયુમાં ન્હાવા થકી, તનના મેલ તજાય;
આ શરયુને નિરખતાં, મનના મેલો જાય.
શરયુના શોભા ઘણી, અવધપુરીની પાસ;
આ શ્રી સરયુદાસનો હૃદય હૃદય નિવાસ.

સુરતશાહ—હાથ જોડી ઉભા રહ્યા.

મહારાજ—શી ઇચ્છા છે.

સુરતશાહ—નિરંજન નગ્રથી આવ્યો છું, ઘણા લોકોની સદ્દગતિ થાય એવો ઉપાય બતાવા?

સરયુદાસ—હાલમાં શ્રી ભક્તિમાતા ડંકપુર શ્રીહરિની સેવામાં બીરાજયાં છે માટે ત્યાં જાઓ!

સુરતશાહ—કાંઈ નિશાની?

સરયુ૦—જય શ્રી હરિ! જય શ્રી કૃષ્ન! રાધે શ્યામ! રાધે શ્યામ! એમ બોલતા જજો. સ્હામો ઉત્તર મળે ત્યાંજ ભક્તિમાતા રહે છે. સુરતશાહ ડંકપુરીમાં આવ્યા. શ્રી ગોમતીજીમાં સ્નાન કરી રણછોડરાયનાં દર્શન કરવા ભજન ગાતા ગાતા જાય છે.

### ભજન.

દર્શન કરવા જઈએ પ્રભુનાં દર્શન કરવા જઈએ;
અણિયાળી આંખડી કમળ પાંખડી, કરી કારીગરિ તો શી કહીયે.
દર્શન૦ ટેક ૧
મોતીની માળ છે માંહી પ્રવાલ છે, હૈયે હંસ તો ચરવાને ચહિયે;
દર્શન૦ ૨
શિરપર મુકુટ શોભતો દેખી, હૈયે મોર તો પિંછડાં દઈએ;
દર્શન૦ ૩
મધુરીશી મોરલિનો રાગ સુણીને, હૈયે નાગ તો છત્રશિર છહીએ;
દર્શન૦ ૪
આશારામના અંતરજાગીના ચરણ કમળમાં રહિએ;
દર્શન૦ ૫

એટલામાં કનૈયાલાલકી જે! રણછોડરાયકી જે!!! એમ જયજયના ઉચ્ચારો થયા. ખણણણણ દ્વાર ખુલ્લાં થયાં. શ્રી રણછોડરાય મહારાજે દર્શન આપ્યું. સુરતશાહે કેસર સ્નાન પ્રભુને કરાવ્યું. પ્રદક્ષિણા ફરવા લાગ્યા તે સમયે લક્ષ્મણાવતી નગરીના મનોહરચંદ્રની બે કન્યાઓ જોઇ. રતિ રંભા વિગેરેને હરાવે તેવું તેમનું લાવણ્ય રૂપ હતું. પરંતુ મુખમુદ્રા કરમાયલી હતી. તે જોઇ-

સુરતશાહ—તમો કોણ છો? ત્યાં-

જડાવજ્યુક્તિ—અમો કુંવારી છીએ! વરનો પત્તો નથી.

સુરતશાહ—વરની શી ખોટ. જોતાં જોતાં વર મળે.

દોહરો.

પટ-લઇને પરણ્યાતણી, સૌને સરખી આશ,
મરવું ને ધન ખરચવું, તેનો મોટો ત્રાસ.

મંજુલમુક્તા—અમારો ઠરાવ એવો છે કે પ્રશ્ન પૂછીએ ને ઉત્તર આપે તેની જોડે લગ્ન કરવું.

સુરતશાહ—શા પ્રશ્ન છે. ?

જડાવજ્યુક્તિ—ખાલી ખટ થાય છે. ૧, કોઠીયું. ૨, કટારી છે. ૩, જશે ૪ માંડયું, ૫ એ પાંચે પ્રશ્નનો જુવાબ કરે તે મને વરે !

મંજુલમુક્તા—હતું તે કયાં ગયું. નવું શું થયું. વેદનું નવનિત શું છે. તપ કયાં રહ્યું છે. પ્રજા કેવી થઇ. મહારાજાના

મનમાં શું છે? ઉપરના ઉત્તર કરે તેને વરૂ! ને મારૂં ધાર્યું કરૂં ખરૂં.

સુરતશાહ—તમે ભક્તિમાતા દીઠાં છે?

મંજુલ—સાંજે નવ વાગે કથામાં આવજો ત્યાં આવશે.

એમ કહી પોત પોતાને ઉતારે ગયાં. સાંજે કથાનો સમય થયે ભગવદ્ભક્તિના અભિલાષી મહારાજ સંતોષશર્મા પધાર્યા. એકજ શબ્દની કથા કરી તેમાં હજારો ગ્રંથોનું અવલોકન કર્યું. ભક્તિનું સ્વરૂપ સર્વેને દર્શાવ્યું. સુરતશાહ લીન થઇ ગયા, ને ધાર્યું કે હવે તો અહિંજ રહેવું એટલે આકાશવાણી થઇ. 'તારૂં ધાર્યું સફળ થશે મુઆ માં!' સુરતશાહથી ન રહેવાયું તેથી વિના આજ્ઞાએ બોલી ઉઠયો.

છંદ.

વૃષા વિષે વૃષ્ટિ સૃષ્ટિમાં થાયે, વસંત ગ્રીષ્મે સૌ તે સુકાયે;
આ વાણિની વૃષ્ટિ અખંડ રહે છે, તેથીજ તો સૌ હરિને ભજે છે.

---

કથા વિસર્જન થયે સર્વે પોતપોતાને સ્થળે ગયા. સુરતશાહ દાદુરામને મંદિરે ગયો ત્યાં તંબુરાના ટંકારથી ખૂશ બની ગયો ને બોલ્યો કે

છંદ.

છાક છકેલા મદે મગેલા જે દાદો પીતા,
તેણે બોધનો શોધ કરીને કરમાં ઝાલી ગીતા;

મંદમતીની રતિ ફરી ને કરમાં ઝાલી માળા.
દાદુરામે દેશ વિદેશમાં દીપાવ્યા ધારાળા.

સુરતશાહ આ ચમત્કાર જોઇ વિચાર કરતો ચાલ્યો. સંતોષશર્માની મુર્ત્તિનું ધ્યાન ધરતો આવ્યો એટલે જય શ્રીકૃષ્ણ ! જય શ્રી હરિ ! ના ઉચ્ચારો થતામાં કમાડ ખૂલ્યાં. શ્રી ઘનશ્યામ નટવરનાગર નંદકિશોરનાં દર્શન થયાં. ત્યાર પછી સંતોષશર્માને નમ્રતાથી પૂછે છે. સુનીતિથી સર્વેની સદ્ગતિ થાય એવી કૃપા કરો.

સંતોષશર્મા—ભગવદ્ભોવનમાં જાઓ. મારે શેવાનો સમય છે.
જય શ્રી હરિ !—ભગવદ્ભવનમાં જતાં,
જય રામ રામ રઘુનંદન રામ રામ. ૩–૪ વાર.

એમ ધ્વનિ થતી હતી તેથી સંતોષશર્માએ જાણ્યું કે આકાશમાં દેવ લોકો ગર્જના કરે :છે—હરિભવનમાં જતાં એક અદ્ભૂત ચમત્કાર થયો. શ્રી રણછોડરાય મહારાજને લક્ષ્મી માતા તથા ભક્તિ માતા વગેરે એકદમ દોડતાં દક્ષિણ દીશા તરફ ચાલ્યાં. તેમની પાછળ સુરતશાહ, મંજુલમુક્તિ, જડાવજુક્તિ ત્રણે નાઠાં. તે સ્ટેશન જતાં ખોડાઢોરની ગૌશાળા આગળ પડી ગયાં. શાતા વળવાથી ગૌરક્ષકને પૂછેછે કે રણછોડરાય મહારાજ તથા લક્ષ્મીમાતા વગેરે દીઠાં, ને તે કયાં ગયાં તે જાણો:છો ? ત્યારે ગૌરક્ષક કહે છે, હા ! વડોદરા પાસે કોવલી ગામે મોટો સતકુંડી યજ્ઞ થાય છે. એક મનસુખરામ

નામના ભક્ત કંકોત્રી આપીને કહેતા હતા કે—

ગરબી.

પધારજો પ્રીતમજી વહેલા,
આદર ધરી આવજો અલબેલા. પધારજો. ટેક.
તેવડ કરવાની તમારે ન લેવું ને દેવું તે મારે,
વીઠુલજી ચઢજો તે વ્હારે. પધારજો૦
તમો આવ્યે મંડપ રચ્યા છે, બીજું થાવાનું તે થાશે,
હરિજનો ગાશે ને ખાશે. પધારજો૦
આપના નામ તણું બ્હાનું, લીધું તે કયમ રે'શે છાનું,
આ નથી માપ રચ્યું ન્હાનું. પધારજો૦
ભૂદેવો દક્ષણા લેશે, આશિષ્ તે અમને દેશે.
જય જય તે તમને કે'શે, પધારજો૦

ગૌરક્ષક અમૃતલાલ— લટક.

માટે મોહનજી કોયલી ગયા ( ૨ ) શેવક ઉપરે કરી દયા.
તમો તો ગાડીએ બેસી જજો, પ્રભુને નીરખીને પાવન થજો,
યજ્ઞ કરીને ડાકોર આવશે, ગાયોની પર દયા લાવશે; માટે૦—

ઉપરના સવાલ સાંભળી સુરતશાહ, મંજુલમુક્તિ, ને જડાવજુક્તિ ત્રણે બાજવા સ્ટેશન થઇ કોયલી આવ્યાં. રમણિક અત્યાનંદ ઉપજે એવા કુંડ જોઇને મંડપની રચના જોઈ, મનસુખરામ મહાત્માનાં દર્શન કર્યાં પછી યજ્ઞની વાર હતી

તેથી સુરતશાહ સેવામાં રહ્યા, મંજુલમુક્તિ અને જડાવજુક્તિ બંને વીરક્ષેત્રમાં ગયાં. પોતાને પરણવાના અભિપ્રાયની વાત પેપર વાટે જાહેર કરી, વરનું શોધન કરે છે. અહીં સુરતશાહ મહાત્માની સેવા કરે છે.

॥ સત્સંગાખ્યાનના પ્રથમ ભાગે પ્રથમ પ્રકરણ સમાપ્ત. ॥



# પ્રકરણ ૨ જું.

## યજ્ઞાખ્યાન.

સુરતશાહ—અહો! આટલું બધું કાર્ય આરંભ્યું છે તેનું કેમ થશે. ?

મોતીચંદ્ર—આતો ચોથીવારનો યજ્ઞ થાય છે. પ્રથમ વિષ્નુયાગ તથા મહારુદ્ર, અતિરુદ્ર, ગાયત્રી પુરશ્ચરણ તથા ચાતુર્માસિક યજ્ઞ બામણગામે કર્યા તેમાં કોઈ પ્રકારનો વાંધો પડયો નથી. તે સમયમાં ઘણા પંડિતોએ ટીકા કરેલી છે પણ એક સુક્ષ્મશર્માની ટીકા મને યાદ છે તે કહુંછું.

અતિરુદ્રના સમયમાં હજારો માણસની મેદની ભરાઈ હતી તેમાં લોકો શંકા કરતા કે આ કોનો અવતાર છે! પાસે પૈસા વિના લાખો રૂપીયા વાપરે છે તે શું પાસે પારસમણી હશે. સમયસુચકતા જોઇ સુક્ષ્મચંદ્ર કહે છે.

દોહરો.

પારસ પ્રભુનું નામ છે, લક્ષ્મી હરિનાં વામ,
જે હૃદયે પારસ વશ્યા, દોડી આવે દામ.

ત્યાં પંડિતો શંકા કરી કહે છે કે મનસુખરામનો પૂર્વે કોનો અવતાર હશે ? તે ગ્રંથમાં શું લખાય. પંડિતોએ ઠરાવ કર્યો કે શ્રીમદ્ ભાગવતમાંથી નાના બાળકને હાથે વેદ આજ્ઞાથી પત્ર કઢાવો તેમાં જે આવે ત્યાંથી અવતાર નિરૂપણ થાય. પત્ર કાઢતાં મુચુકુંદનું આખ્યાન આવ્યું.

છંદ.

ગદ ગદ ગિરાથી મુચુકુંદ બોલ્યા, જન્મો જનમના ગુહ્યભેદ ખોલ્યા.
ધર વિપ્રનો દેહ આ દેહ ટાળી, જનમીને જગમાં અતિ હદ્ વાળી.

આ સાંભળી સંકેતચંદ્ર બોલ્યો. રાજપાટ સ્વર્ગ મૂકીને ભીખારી બ્રાહ્મણ શામાટે થયા ને ભગવાન મળ્યા ત્યારે બ્રાહ્મણ થવાનું કારણ શું ?

સુક્ષમચંદ્ર—શ્રીમદ્ ભાગવત પંચમસ્કંધમાં ઋષભદેવે પોતાના પુત્રોને શિક્ષણમાં કહ્યું છે કે પેટે ચાલનારાં કરતાં પગે ચાલનારાં પશુઓ ઉત્તમ છે. તેથી પક્ષીઓ, તેથી મનુષ્ય, તેથી ભુત, તેથી ગાંધર્વ, તેથી કિન્નરો, તેથી અસુરો, તેથી દેવ તેમાં ઇંદ્ર, ઇંદ્રથી દક્ષ પ્રજાપતિ, તેથી સદાશીવ, તેથી બ્રહ્મા, તેથી હું (વિષ્નુ), મારાથી બ્રાહ્મણો ઉત્તમ છે. શમ, દમ ,

તિતિક્ષા, સ્વ સ્વરૂપનું નિરૂપણુ જાણુનારા ને મારા વેદને કંઠા ભરણુ કરનાર તેમને નમસ્કાર કરૂંછું.

સંકેતચંદ્ર—વાહ! ભગવાને માન્યા તો અમારે પણુ બ્રાહ્મણુને માનવા પડે. ઠીક ત્યારે તો એ કથા કહો. બહુ ગળી છે.

છંદ.

થયા પછીથી નરસિંહ મ્હેતા, રમાપતિસુ આનંદ લેતા,
નાગરની ચેષ્ટી દૃષ્ટિથી ખાળી, જનમીને જગમાં અતિ હદ્દવાળી.ટેક.
ભટજી તણું નામ પછીથી ધાર્યું, દેશાવાળનું શતકુળ તાર્યું;
અનક્ષેત્ર બાંધ્યું દીનદુઃખ ભાળી, જનમી૦ ૨
ત્રીજા જનમમાં મનસુખરામ, પિતા પવિત્ર હરિવલ્લભનામ;
ખરી ખેડવા બાજની લાજવાળી, જનમી૦ ૩
છાંણી કોયલી સીસવાને સુધાર્યું, સરાર બામણુગામાને તાર્યું.
નિત્યે પ્રીતે દેવકિનન્દ ન્યાળી, જનમી૦ ૪
સભા કરાવી બહુ ગામ ગામે, યજ્ઞો કરાવ્યા મંજુલ મુકામે;
ત્રીકંમ સાથે લાગેલી તાળી, જનમી૦ ૫
જનો તણાં મંન પવિત્ર કીધાં, અનંતને બોધનાં વાકય દીધાં,
મંદો તણી મંદતાને પ્રજાળી, જનમી૦ ૬
આશા જતું પુન્યનું નીર બાંધ્યું, સત્સંગના અંગની માંય સાંધ્યું;
ગુણાનુભવની બંધાવી પાળી, જનમી૦ ૭

સદરહુ વચનામૃતની ખુબી જોઇ ભારે આનંદ ઉપન્યો. સુક્ષ્મચંદ્રને આ યજ્ઞનું સ્વરૂપાખ્યાન વર્ણવવાને મહર્ષિઓએ

આજ્ઞા કરી. તેથી કહે છે—

છંદ ચોપાયા.

ગુરૂ ગણુપતિને ચરણુ નમીને કરમાં કાંસી લીધી,
એટલે આવ્યા અંતરજામી, આવ્યાં રિદ્ધિ સિદ્ધિ.
દેવ ઋષિ ને ગુરૂની પૂજા, કીધી મનસુખરામે;
અતિરુદ્રમાં સેવા સારી, કીધી બામણુ ગામે.
ગજુ નહિ ને ગરીબ 'તા પણુ, આભ ઊંડળમાં ઘાલ્યો,
ભકતવશ ભગવાને આવી, કરમાં લટકો આલ્યો;
ગાતું ગાજી, રહેને રાજી, હું બેઠો આ ગામે. અતિ. ૨
અતિરૂદ્રમાં સેવા સારી કીધી બામણુગામે, (૨)
અતિરુદ્રને ચાતુર્માસિક યજ્ઞારંભ્યા જોડે;
ગાયત્રી પૃશ્ચનની પૂજા કીધી લાડે કોડે,
અતિરુદ્રમાં નવ કુંડે, દશ ચાતુર્માસને ઠામે. અતિ. ૩
તિલ ધૃતની આહુતિ તે અપાય વેદ'નુસારે,
સ્વાહા સ્વધા નમઃ નમઃ તે વદતા વારે વારે;
યાજ્ઞિક મહાશંકરભાઇ રહે વડોદરા મૂકામે. અતિ. ૪
આ ભોમિ મણી માણુકનાથી ચાહન દીસે ચઢતી,
તેને તુલના દેવાની તે, કવિને કળ નથી પડતી.
દશે દીશાઓ દીપી રહી છે, નારાયણુને નામે. અતિ. ૫
નરસૈં મહેતા જન સૌ કહેતા, ચિન્હ દીસે છે તેવાં
આધીંગે ઉજમબા તે પણુ, માણુકબાઇના જેવાં,

ભક્ત વિરકત ને મુનિંદ્ર મોટા, પ્રેમધરી પ્રણામે. અતિ. ૬
સંવત ઓગણીસેં પાંસઠમાં, દીક્ષા યજ્ઞની લીધી,
ચૈત્ર શુદી દશમ બુધવારે કિધી પૂજા વિધી.
દીન ત્રયોદશ પુરણાહુતી, થઇ ટેકી નિષ્કામે. અતિ. ૭
સતગુરૂ કૈવલ રામને તે નમન નિત્ય કરે છે,
ભકતના તારણ, અધમ ઓધારણ, રૂપાલ ગામે રહે છે.
આ અષ્ટક અતિ પ્રેમ ધરીને રચિયું આશારામે અતિ. ૮

---

ઉપરનું વર્ણન વંચાયા પછી જય જયની ધ્વનિ થઇને લોકો તાત્કાલિક કાવ્યરચનાની હોંસના કુતુહલી કેટલાક જ્ઞાનિ ભિન્ન ભિન્ન પ્રશ્ન પૂછવા લાગ્યા.

૧ રેવતીનો વર્ષાદ વરસ્યો તેથી શું થશે ?

૨ કુવામાં પાણી કેમ ખુટે છે? ૩ મધ સોંઘું શાથી થયું? ૪ મહીમાતા દર્શન કેમ આવતાંનથી. જો આવે તો પાણીની અડચણ મટે.

ઉપરના સવાલોના ઉત્તર વાંચો વાંચો વાંચો ! ! !

છંદ.

રેવતિનો વર્ષાદ વરસ્યા તણી ચિંતા ચિત્ત ન ધારશો,
પધાર્યા પરજન્ય યજ્ઞ સમયે તે સર્વ સ્વીકારશો;
વાયુ ને વંટોળ શોર કરવા સાથે તેડી લાવીયા,
દેવ રૂપિ હરિજંન શુદ્ધ મનથી બામણગામે આવીયા. ટેક. ૧
કૂપો પણ નિજ સ્નેહથી સરવસ દાન પોતે કરે,

ભવતારણ જાણી ભીડને લાવીને પુનઃ ભરે;
વરૂણે અરૂણોદય સમે રસના કૂપ રચાવીયા. દેવ રૂષિ. ૨
ખરખર ખરખર કુસમ વૃષ્ટિ કરતી, ફરતી રહે દેવાંગના,
મક્ષિકા થઈ સ્વાદ લેતી, સિદ્ધા કેરી અંગના;
નમ નમઃ નૈવેદના મધપૂડા મચાવીયા. દેવ રૂષિ. ૩
તનયા મહિષાસુર તણી દરશન કરવા જાય છે,
ચિંતા ચટપટ તે તણી ચત્રુભૂજને થાય છે;
સમજાવી નારદ તહાં પાછાં તેડી લાવિયા. દેવ રૂષિ. ૪

ઉપરના પ્રશ્નોના ઉત્તર સાભળી સર્વને આનંદ થયો ને મહાત્માના ચરિત્રનું કીર્ત્તન કરવા લાગ્યા. ને કરતાલાં હાથમાં ઝાલી ગાવા માંડયું તેથી શુષ્ક ઓષધિઓ નવપલ્લવ થતાં પ્રેમનો વર્ષાદ વરસ્યો.

## કીર્ત્તન.

મહાત્મા મનસુખરામને જાણે,
અખંડ તે બ્રહ્માનંદ સુખ માણે. ટેક. ૧
પાંચ પચીશનો મુકી દે કેડલો,
છેડલો સચ્ચિદાનંદનો તાણે. મહાત્મા૦ ૨
પરાની પાર છે માયાની બહાર છે,
એવા પુરન બ્રહ્મને પીછાણે મહાત્મા૦ ૩
ગોપીએ ગાયા જસોદાએ જાયા,
રીઝવ્યા રાધાવરને ગાણે. મહાત્મા૦ ૪

ધ્રુવે આરાધ્યા પ્રહ્લાદે સાધ્યા,
તેના લેખો લખેલ પુરાણે. મહાત્મા૦ ૫
મનસુખરામ હરિવલ્લભરામ છે,
ઓળખાય મહાતમાને એંધાણે. મહાત્મા૦ ૬
માણેકબાઈ જેવાં કલ્પાય ન તેવાં,
અર્ધાંગે ઉજમણા વેદ પ્રમાણે. મહાત્મા૦ ૭
નરસઇ મ્હેતા જન સૌ કહેતા,
વિશ્વપતિને તે નિત્યે વખાણે. મહાત્મા૦ ૮
ભકતો બોલાવે ને સંતો તેડાવે,
આરતિમાં નારાયણે આણે. મહાત્મા૦ ૯
યજ્ઞો કરાવા પ્રસાદિ ખાવા,
પધારે પ્રભૂજી ટાણે ટાણે. મહાત્મા૦૧૦
ગુર્જર ભોમિ પાવન કીધી, અનંત જંનને આશિષ દીધી,
રહીને બામણગામા રહેઠાણે. મહાત્મા૦૧૧
પ્રભુને જાણ્યા પ્રીતે વખાણ્યા,
પૂરણ પ્રેમ ધનુષને બાણે. મહાત્મા૦૧૨
ખેડવા બાજમાં જ્ઞાતિ રિવાજમાં,
લાભમાં લાલાજી દર્શાવ્યા લ્હાણે. મહાત્મા૦૧૩
અતિ રુદ્ર માટે શીરને સાટે.
લાવે માલ રમા ભરિ વ્હાણે. મહાત્મા૦૧૪
વેદ વંચાય આહુતિ અપાય,

ભરાય ભંડાર નૌતમ નાણે. મહાત્મા૦૧૫
દક્ષણા લે છે ને આશિષ દે છે,
ઋષિઓ ઘટમાં જ્ઞાન ધરાણે. મહાત્મા૦૧૬
આશારામના અંતરજામી અદ્વૈત બ્રહ્મને લેશે પામી,
એ છે ગુરૂ ગોવિંદને ઠેકાણે. મહાત્મા૦૧૭

જય જયના શબ્દથી ગર્જના થઇ, પછીથી મહાત્મા મનસુખરામ વિનતિ કરતાં ભજન બોલ્યા.

ભજન.

આવશે લાવશે ગોપીનાથને ગમતુ,
ચિતમાંથી ચિંતા મ્હેલી દે મન તું.
માંડવો બંધાવશે પત્રાળી પિરસાવશે,
સંતોનું ટોળુ દેખેશ ભમતું. આવશે. ૨
ખાધું વિદુરઘેર ભાજીનું ખાણું,
એક હરિ નામ બીજું કંઇએ ન જાણું,
પૂર્યાં પંચાળ ચીર નવસેં નવ્વાણું. આવશે. ૩
મંત્ર જપાશે આહુતિ અપાશે,
પછીથી કહેશે આરતિ કર્ય તું. આવશે. ૪

ખૂબ દીંગ ગર્જનાથી મહાત્માનું ભજન સાંભળવા હજારો લોક ઉંચા નીચા થાય છે. ઇશાન ખૂણામાં આમલીપર મોર બેઠેલો તે જોઇ ઘણા લોકો શંકા કરતા હતા ત્યાં સુક્ષ્મચંદ્ર કહે છે—

મનહર.

મયુરનું ધ્યાન જોઇ શંકા કરે સર્વ કોઇ
કે શું સ્વામિ કારતિક સભામાં સિધાવ્યા છે.
મયુરવાહનિ માત કે શું આવ્યાં સરસ્વતી
જેણે ભૂદેવોને અતિ ભુમાં ઓળખાવ્યા છે
ઇશાનની આંબલીએ મયુરે ધર્યું જ્યાં ધ્યાન
ધામધુમ સાથે પ્રીતે મેઘને તેડાવ્યા છે
અટકળે આશારામ સુણવાને સંસ્ત્ર કાજે
રાજ પૃથુરાજ આજ સભામાંહિ આવ્યા છે.

**મોતીચંદ્ર**—એ રીતે બામણગામે અનેક ઉદ્ગારોથી યજ્ઞનારાયણની પૂજા થઇ યજ્ઞનારાયણની કૃપાથી આ સ્થળે શતકુંડી યજ્ઞ કરવાનું આરંભ્યું છે.

**સંકેતચંદ્ર**—યજ્ઞનું ફળ શું? ને તેથી શું થાય?

**સુક્ષ્મચંદ્ર**—ઉત્તર. ગીતાજીમાં કહ્યું છે કે.

શ્લોક.

**यज्ञाद् भवति पर्जन्य, पर्जन्याद्दन संभवः**

છંદ સવૈયા.

યજ્ઞ થકી પર્જન્ય વરસે છે, પરજન્યથી પાકે છે અન્ન,
અન્નજળથી સૃષ્ટિના જીવનાં પુષ્ટ રહે છે તન ને મન;
અંગ રહે તો પ્રસંગ આવે થાયે હીતથી ચિતને જ્ઞાન,
યજ્ઞતણા નિદાનને માટે સાંભળ તું સત્સંગાખ્યાન. ૧

કે'ણી સુણી રે'ણી પાળે કુકૃતનો કેડી દે ઠામ.
પાપ તણી વાટે ના વિચરે ઉચરે ના કદી મિથ્યા નામ.
શ્વાહં શબ્દાતિત સેવીને ધારે દૃઢથી હરિનું ધ્યાન. યજ્ઞ૦૨
બાળા બાળના શિક્ષણુ માટે નિરમી કાઢયા છે બહુ નેક;
સ્ત્રી પુરૂષોના ધર્મ મરમનો દર્શાવ્યો જેમાં વિવેક.
મહામુનિઓએ પૂરણુ પ્રેમે દીધેલું વિદ્યાનું દાન. યજ્ઞ૦ ૩
શ્રુતિ શાસ્ત્ર ને વેદની વાણી પળ પળ પામેલી પ્રકાશ,
સમય સૂચકને લૌકિકલીલા અંતે તો જેમાં ઇતિહાસ.
વેદતણું નવનિત નિહાળો આશા કાઢેલું અનુમાન. યજ્ઞ૦ ૪

યજ્ઞમહાત્મ્ય ને સત્સંગાખ્યાન સંક્ષેપે સાંભળ્યું પણ તૃપ્તિ થતી નથી માટે તે પૂર્ણ રીતે સાંભળવાની ઇચ્છા છે એવું સભાજનો એકદમ બોલી ઉઠયા.

સુક્ષ્મચંદ્ર—પ્રસંગોપાત કહીશ. પણ હાલ શ્રી ગુરૂમહારાજને સિદ્ધપુર ક્ષેત્રમાં કંકોત્રી લખીએ.

મહાત્મા—હા. હા. લ્યો કાગળ લખો લખો હું લખાવું.

રાગ ધોળ.

અમે ઇશ્વર માગિએ એટલું. એ રાગ,

સ્વસ્ત શ્રી નગ્ર સીધપુર ક્ષેત્ર જ્યાં,
દેવી સર્સ્વતિનો જ્યાં નિવાસ; આપે વહેલાં આવજો,
હરિજનને હરિના દાસ તેને તેડી લાવજો. ટેક.
મુનિ કપિલે જ્ઞાન કર્યું માતને,

અખંડ અદ્વૈત બ્રહ્મ પ્રકાશ. આપે. ૨
પુન્યક્ષેત્ર પરમ સોહામણુ,
બિંદુ સરોવર પાસ મુકામ. આપે. ૩
ભવ તારણ અધમ ઓધારણો,
કેવલ મુરતિ કેવલ રામ. આપે. ૪
લખે શેવક કોયલી નગ્રથી,
પૂરા પ્રેમથી મનસુખરામ. આપે. ૫
વાંચી પત્ર ને વહેલા પધારજો,
મારા વાંચજો દંડ પ્રણામ. આપે. ૬
યજ્ઞ શતકુંડી નામનો આદર્યો,
કરાવે છે શ્રી રણછોડરાય. આપે. ૭
વીરક્ષેત્રની કટનગ્ર કોયલી,
પુજા તે સ્થળે યજ્ઞની થાય. આપે. ૮
સંવત ઓગણી છાસટ સાલમાં,
સુદી દ્વીતિયાને ફાગણમાસ. આપે. ૯
અર્કવારે ઉદ્યોત છે યજ્ઞનો,
લીધું મુહુર્ત આણી હુલાસ. આપે. ૧૦
જેવું ચંદ્રમાં ચિત્ત ચકોરનું,
એવું આપમાં મારૂ હમેશ. આપે. ૧૧
જેમ હડિયલ કાઠ તજે નહિ,
એમ આપને ઉર ઉપદેશ. આપે. ૧૨

ગુરૂકૃપાએ ગોવિંદે કર ગ્રહ્યો,
કરૂં ગુરૂગોવિંદને પ્રણામ. આપે. ૧૩
જપું જાપ બાપલિયાના નિશદીને,
એ સૌ આપેલી આપની હામ. આપે. ૧૪
તમો આવ્યે હરિજન આવશે,
થાશે ભજન તે આઠે જામ. આપે. ૧૫
લખી કંકોતરી ગુરૂધામમાં,
એવું વર્ણવે આશારામ. આપે. ૧૬

---

દેશોદેશ કંકોત્રીઓ લખી, પેપર માર્ગે છાપામાં છપાવ્યું. મંડપની રચના વેદ પ્રમાણે થઇ, અનંતા જનને દેશપ્રદેશ ઉત્સાહ થઈ રહ્યો કે કોયલી કયારે જઇશું, ગોવિંદના ગુણ ગાઇશું, ગોવિંદના દર્શનથી પાવન થઇશું, રાત બે રાત રહીશું. ફાગણ સુદ બીજ કયારે છે તે આખા ગુજરાતમાં પૂછાવા લાગી. આ રમણિક યજ્ઞારંભ જોઇ સુરતશાહ સેવામાં રહ્યા. દેવ દેવિયો અને ઋષિમંડળ આવીને હવેથી શું કરશે ને શું થશે તે તે હાંસથી સુરતશાહ મકલાય છે કે કોયલી તે કાશી કે વૈકુંઠ થશે. પ્રભુ અહિં રહેશે કે આ બધા ત્યાં જશે? તેનું ચરિત્ર કેવું લખાશે તેવી આશા રાખી જય શ્રીહરિ! જય શ્રીહરિ! કરી ભજન ગાય છે.

॥ સત્સંગાખ્યાનના પ્રથમ ભાગે દ્વિતિય પ્રકરણ સમાપ્ત. ॥

# પ્રકરણ ૩ જું.

## જડાવજુક્તિનું લગ્ન.

મંજુલમુક્તિ ને જડાવજુક્તિ બંને વીરક્ષેત્રમાં, રાજમહેલ મકરપૂરા, માંડવી, નજરબાગ, ગોપાળરાવ મહેરાજીના વાડામાં ગણપતિ મહારાજનાં દર્શન કર્યાં ને મહારાજ અમોને વર આપો? તે સમે ગંભિર નાદ થયો. સુબોધ, સુબોધ, સુબોધ !!! તે નાદ જડાવજુક્તિએ સાંભળ્યો. બીજાને પુછે છે કે સુબોધ એ કોણ છે? ત્યારે લોકો કહે છે. ભૂતડીને ઝાંપે નરસિંહાચાર્યના મંદિરમાં રહે છે ત્યાં જાઓ, બન્ને બહેનો ત્યાં જઇ નિરખવા લાગી. ભવ્ય મકાન જોઇ બોલી,

જોને બ્હેની આ તે ભોવન હશે કોનું,
રાચ્યું રમાએ હશે શું છાનું. જોને

### છંદ મનહર.

ભાળ્યું ત્યાં ભોવન સારૂં પેખતાં તે લાગે પ્યારૂં,
જાણે ઇન્દ્રપુરી તણા ઓપતા અવાસ છે;
વાણિનો વિવેક થાય જાણી જન જ્ઞાનિ થાય,
હરિના ગુણો ગવાય પ્રેમનો પ્રકાશ છે.
સુબોધ છે કામદાર સનમાન છડીદાર,
ન્યાય ધર્મ અનુભવ બેઠેલા ચોપાસ છે;

અટકળે આશારામ નરસિંહ પ્રભુ તણા,
દશે દીશ દીપાવતા ઠામ ઠામ દાસ છે.

મંજુલમુક્તિ ને જડાવજુક્તિએ ભવ્ય ભોવન જોયું ને છબીનાં દર્શન કરી હર્ષિત થઇ પછી શોકાતુર થઇ ગયાં. તે જોઇ સનમાન છડીદાર પૂછે છે કેમ તમે દીલગીર છો ને કોણ છો ? કેમ આવ્યાં છો ?

**જડાવજુક્તિ**—આ છબી જોઇ અમોને આનંદ થયો કે અમારે મહા પુરૂષનાં દર્શન થયાં. દમ મટી ગયો.

**સનમાન**—ત્યારે દીલગીર કેમ છો.

**જડાવ૦**—આવા મહાત્માની છબીનાં દર્શન થયાં પણ પ્રત્યક્ષ તેમની વાણી સંભળાઇ નહીં.

**સનમાન**—સુબોધચંદ્ર કામદારે બધી વાણી રાખી મેહેલી છે તે તમને સંભળાવશે. સાંભળતાંજ બન્ને મળવા કરે છે ક્યાં છે સુબોધ ! ક્યાં છે સુબોધ!! બતાવો બતાવો !! સનમાન તેડી જાય છે. છેટેથી સુબોધને દેખાડયા. અન્યોઅન્ય આગમનનું પૂછી સંતોષ પામ્યાં. સુરેશે ચરિત્ર તથા અલંકારો વાંચી બતાવ્યા બન્ને બારેનો પ્રશ્ન પૂછે છે.

જવાબ પહેલાં બોલી-બાલીઅટ થાય છે. ૧ ટાટી છે ૨ કોડીયું. ૩ જળો. ૪ માંડયું. ૫ ઉપરના પાંચે પ્રશ્નનો ઉત્તર આપે. તેની જોડે લગ્ન કરવું. પ્રશ્નનો જવાબ ઉત્તરને છેડે આવે.

ને સમયસૂચક કવિતામાં થાય. આ શરીર મન સાથે વરે.

મંજુલમુક્તા પૂછે છે એટલે સુબોધ બોલ્યા. ક્ષમા! ક્ષમા!

મંજુલે પૂછ્યું કેમ! મારૂં બોલવું ન ગમ્યું?

સુબોધ—ના તેમ નથી, મારે એકપત્નિવૃત છે ને હજુ કુંવારો છું તો એકનો ઉત્તર બનશે તો ઠીક, નહિતો વારો રહીશ. બંનેના ઉત્તર આપતાં મારૂં વૃત્ત તુટે માટે ક્ષમા કરો. તમારી ધારણા કોઇ પૂરી પાડશે એવું કહી જગદંબાને આરાધી ગુરૂ ગણુપતિને નમી ઉત્તર દે છે. બંને બહેનો સાંભળે છે. જુઓ! જુઓ! બુદ્ધિનો બજાર ખુલ્લો થયો છે, જે વહોરવું હોય તે વહોરો.

ખાલીખટનો ઉત્તરઃ-છંદ મનહર.

નીતિ જાય રીતિ જાય પ્રીતિનો પ્રસંગ થાય,
પંચમાં પાતત જાય કીરતિ કવાય છે;
ઉદ્યોગનું અંગ જાય ચાલતાં કુસંગ થાય,
માનભંગ થાય અને ગાંડામાં ગવાય છે;
ગ્રથ જાય ઘર જાય દોરી દરબાર જાય,
સતસંગ જાય અને પ્રભુતા પળાય છે;
અટકળે આશારામ ખરાબીને ખરે ચઢી,
દારૂથી દીવા" બની ખાલીખટ થાય છે. ૧
મ્હા ચીરૂટ ચીમની ને જાકીટ પાકીટ બૂટ,
ઘોરીયાં બટણુ હાટ હાટમાં વેચાય છે;

સોડાવોટર લીમલેટ છતરી ચપ્પુ ને છરી,
વિલાયતી માલ તેતો ચિત્ત વિશે ન્હાય છે;
સાંચા મશીનો ને દવા પ્હેરવેશ બોલ બેશ,
દેખી ન્યારા પ્યારા ગણી ઘેર ઘેર ગાય છે;
અટકળે આશારામ દેશમાંથી કાઢી દામ, ૨
વાપરી વીદેશી માલ ખાલીખટ થાય છે.

**કુટારી** શબ્દનો ઉત્તરઃ—

ધરાપર ધરી ધીર બીજકને સાંચનારી,
સમો આવ્યે સોંપનારી પ્રેમની પટારી છે;
વૈરાગી વિહ્વલ થાય કામીઓને લાગે લાહ્ય,
સમર્થ શૂરાને સાહ્ય, એવી એ અટારિ છે.
ઘટ–ગળે રસી ઘાલી કૂપ નાંખી નીર લાવે,
માંણુપર મ્હેલી ચાલે, મહા એ મટારી છે;
આશારામ કહે તંન મન ધન ભેદનારી,
નારીઓના નેણુ તણી કપરી કટારી છે.

**કોડિયું** ખબ્દનો જવાબઃ–

ગાડી ઘોડે બેસી ત્રાસો નાસો નાસો એમ કહે,
ધ્યાનમાં ધરાવે કેમ જુનું ગાડું જોડીયું;
બાઇશીકલની કલ, ઝીક જક જકક થાય,

રીઝે કયમ બાલ જોઇ ઘરમાંનું ઘોડીયું.
નાટકના રંગ અને ટીલાં કંહી ટીકા ઘણી,
સંસ્કૃત શરમાઇને ચાલે લાગી સ્હોડિયું;
આશારામ કહે ગયાસ વિજળીના તેજ આગે,
પૂછે કોણ પુરાતની કાદવનું કોડિયું.

**જશે** શબ્દનો ઉત્તર:-છંદ મનહર.

સુતા વેચી શોખ માટ શોભતાં રચે સદન,
ચિત્ર તો ચિત્રાવે ભાવે રંગાવે રૂડે રસે;
ગાડી ઘોડા દોડાવે ને જોડાવે જોડે દુકાન,
ન્હેરી મ્હોઢી ચટગટ ચાલે તે ઠસે ઠસે;
શાસ્ત્રકારો કથી કથી થાકી ગયા તોપે પણ,
કેટલા ગયા થયા ને હજુ કેટલા થશે;
દીકરીના દામ લેઇ કરે તાતા થેઇ થેઇ,
આશારામ કહે એવું અંધારૂં કયારે જશે.

**માંડયું** શબ્દનો જવાબ:-છંદ મનહર.

ગીતની રીત ને પ્રીતિના પાઠથી, સરખી સાહેલીને ભાવથી ભાંડયું.
બાલપણે ઘણા વ્હાલ મોશાળમાં, ખાંચણું ખાંત ધરી ધરી ખાંડયું.
સ્વામિના સંગ ને રંગ અનંગથી, માતનું હેત છબિલીએ છાંડયું;
આશારામ કહે પૂર પ્રેમથી, નારીએ નાથતણું ઘર માંડયું.

ઉપરના ઉત્તરો સાંભળી જડાવજુક્તિ હર્ષિત થઇ એકદમ વરમાળ આરોપવા જાય છે. એટલે આકાશવાણી થઇ કે 'શાસ્ત્ર પ્રમાણે લગ્ન કરો!' તત્ક્ષણ બ્રાહ્મણને બોલાવી માંગલ્ય મુહુર્તમાં લગ્ન કર્યું. તે સમયે સંસ્કાર ભાસ્કરણથી ઉચ્ચારો થતા હતા તે રીતે યથાસ્થિત પ્રતિજ્ઞાઓ સાથે સંસ્કાર કરાવ્યો. સપ્તપદી વખતે કન્યાનું ભાષણ.

श्लोकः—सुखदुःखानी सर्वाणी त्वया सह विभज्यते ॥

રાગ ધોળ:—અમે ઈશ્વર માગીએ—એરાગ.

સુખ દુઃખમાં ભાગ કરીશ હું,
સમો સાચવી કામ કરીશ, આજ્ઞા પાળુ પ્રીતથી.
કદી કરૂં નહી કુસંગ રહું રૂડી રીતથી. ટેક. ૧
આવે આપની જેમ આરોગ્યતા,
રૂચિવત્ રસોઇ ધરીશ. આજ્ઞા૦
વૃદ્ધ બાળક આદે કુટુંબીનું,
કરૂં પોષણ રહી નિરદોષ. આજ્ઞા૦
હોય વસ્તુ સદનમાં કે હોય ના,
તોય માનીશ મન સંતોષ. આજ્ઞા૦
ઋતુ સમયમાં સ્નાન—શુદ્ધ થઇ,
લેઉં હાસ્ય વિલાસનું સૂખ. આજ્ઞા૦
આવે આપત્તિ જીવ જવા સમી,
પર પૂરૂષનું જોઉં ન મૂખ. આજ્ઞા૦

સાક્ષી રાખી જે શ્રી જુગદીશને,
પાળું પ્રતિજ્ઞા ધરી સ્નેહ. આજ્ઞા૦
તમો સત્ય વિવેકથી વર્ત્તજો,
કદી તરછોડી દેજો ન છેહ. આજ્ઞા૦
યજ્ઞ યાગ સુધર્મના કામમાં,
થઇશ ઉપયોગી ઠામો ઠામ. આજ્ઞા૦
પ્રિયા પરણુતાં પુરૂષની પાસમાં,
માગે આરામ કહે આશારામ, આજ્ઞા૦

પરણી ઉઠી ગોત્રજને નમીને માતા પિતાની આજ્ઞા લઇ સાસરે જાય છે. માતા શિક્ષણ આપે છેઃ—

રાગ ધોળ.

બેની પધારો સાસરે, માતા દેછે આશિષ;
અખંડ અહેવાતનતો હજો, જીવતાં રાખે જુગદીશ. બ્હેની.૧
વહેલાં ઉઠીને પ્રાતમાં, ગાજો ગુણીયલ ગીત;
સાચા સમરજો શ્રીપતિ, આણી ઉરમાં પ્રીત. બ્હેની૦ ૨
પ્રથમ સાસુને પૂછીને, કરજો કુળ રીત કામ;
જુગ જુગ જશ વ્યાપે ઘણો, નવખંડ રહે નામ. બ્હેની૦ ૩
ગાળી નીર ગોળી તણું, સાચવજો સંખાર;
જઇને જળ વિશે નાખજો, ઉગરે જીવ અપાર. બ્હેની૦ ૪
વીણી ઝાડકી જોઇને, અન્ન વાપરજો શુદ્ધ;
ગાય ભેંશ કે અન્યનું, ગાળજો ગુણવંતી દૂધ. બ્હેની૦ ૫

હોયે સંપત્તિ સદનમાં, તેના વાપરજો દામ;
ક્ષણુ ક્ષણુ હરિ ના વિસારશો, એવું કહે આશારામ. બ્હેની૦ ૬

સુરેંદ્રવેલી— રાગ ધોળ.

પતિને જમ્યા વિના પહેલું ન ખાવું,
નગ્ન સ્વરૂપે કદીએ ન ન્હાવું.
આજ્ઞા વિના અન્ય જાગ્ય ન જાવું,
સ્વામિથી તરવું સંસારમાંરે. ટેક. ૧
ક્રોધ કરી કહિયે નવ લઢીયે,
કટુ વચન વદી કડિયે ન ચઢિયે.
રોષ કરી કહિયે નવ રડીયે. સ્વામિ. ૨
અક્કલ આણી અછકલાં ન થઇએ,
વાત વિનોદમાં નવ ચઢી જઇએ;
સંશય શબ્દ કોમળતાથી કહિયે. સ્વામિ. ૩
રતિપતિ જો આવે અનંગ,
તોપણુ કરવો ન તે તણો સંગ,
વેદના વાકયનો કરવો ન ભંગ. સ્વામિ. ૪
બ્હેરો બોબડો કે કુટિલ કામી,
મૂગો મૂરખ કે હઠીલ હરામી,
તો પણ રહેવું તેને શીર નામી. સ્વામિ. ૫
પર નિંદા કહિયે નવ કરીયે,
ચોરી ચિત્ત થકી પરહરિયે;

દુઃખના દિવસમાં ધીરજ ધરિયે. સ્વામિ. ૬
પતિને પૂછી કરવું નિજકામ,
તનમનથી તજવા નહિ રામ;
એજ ધરમ છે કહે આશારામ. સ્વામિ. ૭

નરેંદ્રવેલી—આવજો આવજો બ્હેની સંદેશો સારો કહાવજો,
જોઈતું હોય તે જરૂર મંગાવજો. આવજો. ટેક. ૧
સાસુ સસરાની સંભાળ લેજો,
પૂછે તેને પ્રિય ઉત્તર દેજો;
નીતિનાં રાચ રચાવજો. આવજો. ૨
સંપતિ વિપત્તિ તોળીને તનમાં,
વધઘટનું માપ રાખજો મનમાં;
બોલથી તોલ બચાવજો, આવજો. ૩
વિવેકી વેલો આનંદથી વાવી,
શાન્તિના જળથી લેજો સિંચાવી;
મનહર મંડપ મચાવજો. આવજો. ૪
સતિ પતિ-વિણુ કોને નવ પરસે,
સ્વાંતિ વિના મરે ચાતક તરશે;
આગ્રો કે' એમ નિભાવજો. આવજો. ૫

શુચિમુદ્રા—પરઘર દળવા ના જઈશ, નીચના ગુણ ના ગઈશ.
કહું છું તુજને કાનમાં. ટેક.
વાતે વળુંધી ના રહીશ, દુઃખ દીનને ના કહીશ.

શિક્ષા દેઉ છું શાનમાં. ૧
ઉચ્છિષ્ટ અન્ન ના ખાઇશ, અણુગળ જળ ના પઇશ. કહું છું.
અસૂરે એકલી ના જઇશ, વનમાં રાત ના રહીશ. શિક્ષા. ૨
મલિન વિદ્યા ના ચહીશ, ઠાગામાં ન ઠગાઇશ. કહું છું.
ગાંડું ગાંણું ના ગઇશ, કદીયે કેપ્રી ન થઇશ. શિક્ષા. ૩
પળ પળ ઉપયોગી કામ, તેમાં રાખજે હામ, કહું છું.
અગમ વિચારી ઠામ જોઇને વાપરજે દામ. શિક્ષા. ૪
ક્ષણુ ક્ષણુ હરિવરનું નામ, લેજે આઠે તે જામ. કહું છું.
પતિની સેવા તમામ, કરજે કહે આશારામ. શિક્ષા. ૫

સોહાગ ચંદ્રિકા— રાગ ધોળ.

શુકન સોહાગના ફળજો, વ્હેની વ્હેલેરાં વળજો. ટેક. ૧
એક સ્વામી એક પ્રભુને જાણી, માત તાત વ્હેની ઉર લેજો વાણી;
તાપ ત્રિવિધિના ટળજોરે, વ્હેની. ૨
ચાર વેદ આચાર આદરજો, પાંચ પ્રાણુ પંચ પોષીને ભરજો,
દીનતાનું દળાણું દળજો રે, વ્હેની. ૩
છશાસ્ત્ર છતમાં પતિ માની, ષટ્‌રિપુની વાત સુણુશો ના છાની,
વહેલાં વાકય તે પળજો રે, વ્હેની. ૪
સાત દધિ પ્રકૃતિ નીર તરશો, સ્વામિને સેવીને હરિને ઉચ્ચરશો.
આશાના ઇશને મળજો રે, વ્હેની. ૫

જડાવ જુક્તિને વળાવી તે વખત ઢોલ, નગારાં કાંઇપણુ નહોતાં, રથાદિ વાહન પણુ નહોતાં, પગમાં રણુકંટક—ભંજન

તે પણ ન હતાં, તોપણ માંગલિક લગ્ન જોવા દેવાંગનાઓ આવી પુષ્પની વૃષ્ટિ કરતી હતી. તે સમયે એક દુર્બુદ્ધિ નામના બ્રાહ્મણની કન્યા દુષ્ટાને વળાવતાં હતાં, તે વખતે ફટાણાં ગવાતાં હતાં. માફા, રથ, વાજીંત્ર, નવરંગી નાટારંગ થતા હતા અને ઘરેણું ગરકાવ હતાં. બજારમાં લોકો વાતો કરે છે કે ધન્ય છે મનોહરચંદ્રને કે જેણે કોઇ પણ આધાર ન હતો તોપણ કન્યાદાન દીધું. આ દુષ્ટાના બાપે એના હજારો રૂપિઆ લીધા છે ને વળી વાજાં વગડાવે છે, જુઓને ઠાલો થેઇકાર કેટલો કરી રહ્યાં છે. ધિક્કાર! ધિક્કાર! એમના કુળને!

અરજી સાંભળોને સરકાર, મુજને ગાંઠતી નથી ઘરનાર.
કન્યાવિક્રયનો કરનાર, કહોને ક્યાંથી તે તરનાર. ટેક. ૧
બીલ્લી શ્વાન ને વાંદર જેવાં નિજ સંતાનને પાળે,
સુતા સૂત વેચી ખાવાનું ઇચ્છે ના કો કાળે. કન્યા૦ ૨
વાઘ વરૂને રિંછ શાવડી માંસારી હિંસારી;
તે કરતાં તનયા–ધન લે, તેની તો હિંસા ભારી. કન્યા૦ ૩
ચોર જુગારી ને વ્યભિચારી પરનાં તન ધન લાવે;
સંકટમાં સૂતા વેચ્યાનું ઉરથી ના ઉપજાવે. કન્યા૦ ૪
યજ્ઞ યાગ ને દેવનાં દર્શન, ગૌ બ્રાહ્મણને પાળે;
કન્યાવિક્રય કરનારો તે સર્વને પ્રજાળે. કન્યા૦ ૫
કન્યાવિક્રયના ધનથી જે તન પોષી દીન ગાળે,

જમના દૂતો જોર કરીને પાત્રકમાં પ્રજાળે. કન્યા૦ ૬
શાસ્ત્રકારોએ સૂચવ્યું છે કે મળતર હોયે થોડું,
પરણાવી વિદાય કરવું, વરકન્યાનું જોડું. કન્યા૦ ૭
ઢોલ ઢમાકા ભેર ભડાકા કર્યા ગૃહસ્થને માટે,
નિરધન કન્યાદાન કરે તે, જાણે સૂર સપાટે. કન્યા૦ ૮
મહર્ષિઓએ પુન્ય પાપ જોવાની આંખો આલી;
તોપણ ચટપટ ખટપટ કરીને, પડે પાવકમાં ચાલી. કન્યા૦ ૯
કન્યાવિક્રય તણું પાપ તે લખિયું ઠામે ઠામે;
આશારામ કહે નડતું પડતું દીઠું છે બહુ ગામે. કન્યા૦ ૧૦

લોકોની ઠઠ મળેલી તે એક પછી એક કહે છે. શ્રીમંત મહારાજાએ બાળલગ્ન અટકાવ્યાં તેથી પ્રજાવર્ગને સુખ છે પણ કન્યાવિક્રયને રાજ્યમાંથી કાઢે તો સારૂં? અનંત લોક આશિર્વચન આપશે. જુઓ જુઓ! વિદ્યાવૃદ્ધિ ને બાળલગ્ન અટકાવ્યાં તેથી લોકો જય જય શબ્દની કેવી ગાથાઓ ગાય છે પછી બીજા તો ફાવે તેમ બોલતા હશે.

છંદ સવૈયા.

પર ઉપકારી સત્ય વિચારી ગુર્જર દેશના સભ્ય નરેશ,
ગાયકવાડ ગણાય ગીરામાં સમય સુચકને સાદો વેશ;
પરમકૃપાળુ દીનદયાળુ નિર્મળ નેકી સંત સ્વભાવ,
જન મનરંજન ભય દુઃખ ભંજન એ મહારાજ સયાજીરાવ. ૧
આરોગી ને અતિ ઉપયોગી ન્યાય ભરેલા છે નિબંધ,

પ્રીય પ્રજાને પુષ્ટ થવાને બાળલગ્નને કીધાં બંધ;
વેદ પ્રમાણે ઋતુને ટાણે, લે જન લાયક રીતે લ્હાવ. જન૦ ૨
કક્કા કિકી અર્થ ન જાણે કાગળ કેમ કરી વંચાય,
પત્ર આવે તે કરમાં લેઇને પાડોશીની પાસે જાય;
હોયે સવળુ કહે કદી અવળુ ચુકાવે આવેલો દાવ. જન૦ ૩
તે દુઃખ બેઠી ફુટ લેઇ ફેડી ગામે ગામ કરી નિશાળ,
જંગા જંગલી જેવાને પણ વિઘ્ન હણી કીધા વાચાળ;
તન મન ધનની થતી ખુવારી તેનો તુર્ત કર્યો બચાવ. જન૦ ૪
અમેરિકા યુરોપ આદિ દેશવિદેશે પામ્યા માન,
પારિસ પારસને પરસીને નિજ રૈયતને દીધું દાન;
ધૈર્ય ધારા સમારંભથી પ્રજાહિતના થાય ઠરાવ. જન૦ ૫
કેળવણીની મેળવણીને લખતાં લેખક હારી જાય,
અંગ બંગ અવંતિ મારૂ કોંકણની વાટે વંચાય;
આયુર્વેદ શિલ્પ ગણિત ને ભાષાઓનો ભિન્ન ભરાવ. જન૦ ૬
વેદ રસાયન શ્રુતિ ને ગાયન ઠરાવ્યાં આણી ઠામોઠામ,
ઉદ્યોગ યંત્રે રહી સ્વતંત્રે ખરચ્યા ખુબ દલીલથી દામ;
મનવૃત્તિ કહેવા ઉત્તર દેવા રાખ્યો ના કોને અટકાવ. જન૦ ૭
પ્રીય પ્રજા સુખસીમા વધવા નિત્યે પ્રીત્યે સમરે ઇશ,
આઠે જામે મોભા ગામે આશાની એવી આશિષ;
જક્ત કૃપાકર અજર ને અમર એ પણ અંતર રાખે ભાવ. જન૦ ૮

દુષ્ટા ને જડાવજુક્તિ પોતાને ઘેર ગયાં. હવે શું થશે! તે વાત બીજા ભાગમાં આવશે. સુબોધ યાત્રા જતી વખતે જડાવ જુક્તિનો વિનતિ પત્રઃ— **રાગ ધોળ.**

રાગ ધોળ.

સતી દે છે મતિ, જાતાં પતિને પંથ,
કહ્યા રીતે ચાલજો કોમળ મારા કંથ; ટેક.
જુગારીની પાસે જઇ રમશો ના હોડ,
મુરખાની સાથે નવ કરશો માથાફોડ;
મોહ ભર્યા માનવીની કાઢશો ના ખોડ. સતી૦ ૨
નિત વસ્ત્ર જાળવીને ઠરી રહેજો ઠામ,
કુટિલનું કોઇ કાળે લેશો નહિ નામ;
ખુણે પેસી ખાશો નહિ ચીજ કોઇ હરામ. સતી૦ ૩
અજાણ્યાનું ઓસડ ન લગાવશો અંગ,
ભુવાને ભરોંસે કરશો ભુતનો ન સંગ;
દુતશુ ન દાખવશો મનનો તુરંગ. સતી૦ ૪
આફ્‌ત આવે તો નવ કરશો આત્મઘાત,
વિભુ વિચાર તણી પૂછી લેજો વાત;
દેવું દાન તેમાં જોજો જાત કે કજાત. સતી૦ ૫
પર પ્રિયા પાસ બેશી કરશો ન હાસ,
મળે ના ઉદ્યોગ તો થશો ન નિરાશ;
સાચા સંત મળે (ત્યાં) જઇ થજો તેના દાસ. સતી૦ ૬

થાશો નવ ડાહ્યા કાઢી દેવા કોના દામ,
જવાનીમાં જાળવીને લખાવજો નામ;
કર્યા પછી કામ નવ થાશો હરામ. સતી૦ ૭
કાપશો ન ડાળ મળે જે જગે વિરામ,
ક્ષણુ ના વિસારશો શ્રીપતિ ઘનશ્યામ;
દેછે શિખ દારા એવું કે'છે આશારામ. સતી૦ ૮

જડાવજુક્તિ—પરોપકાર કરજો ને નીતિને મારગે ફરજો.

છંદ ચોપાયા.

કરજ કરીને કર્યા વરા બહુ ફોગટ ફંદમાં ફુલ્યા,
આવકનો નવ અંક નિહાળ્યો તે દુનિયામાં ડુલ્યા.
વિદ્યા ભણુતાં આળસ આણી ખરા રંગ ના ખુલ્યા,
પાછળથી પસ્તાવો પામી તે દુનિયામાં ડુલ્યા.
પરનારીની સંગે ફરીયા વેચાયા અમૂલ્યા,
ખર બનીને ખાધાં ખાસડાં તે દુનિયામાં ડુલ્યા.
હરિસેવામાં હિત ના ચોટયું ભલો મર્મ તે ભૂલ્યા,
માથે વાગ્યાં મોત નગારાં તે દુનિયામાં ડુલ્યા.
જન્મ ધરી સતસંગ ન કીધો દુર્જન સંગે ઝુલ્યા.
આશા અંતે થઇ ફજેતી તે દુનિયામાં ડુલ્યા.

વિદુરનીતિ, વૃદ્ધ ચાણુકયમાં કહ્યું છે કેઃ—

સ્વદેશનું હિત્ત સુધારવાને, ડુબી જતા જનને તારવાને;
આપ્યાં ઉમંગે તન મંન વાણી કીધી ભલેરી તેણુ કમાણી. ૧

ગુણી ગિરામાં સદ્ગ્રંથ બાંધ્યા સ્વધર્મના સેતુ નીતિથી બાંધ્યા
વદે વિબુધો તેને વખાણી, કીધી ભલેરી તેણે કમાણી. ૨
માતા પિતાની સત્ત સેવ કીધી આશિષ એની અનંત લીધી,
સેવ્યા ગુરૂને પ્રભુતા પિછાણી કીધી ભલેરી તેણે કમાણી ૩
શામા સદનની સુખ માંય રાખી, જોયું કદી ના અન્ય નાર પાખી,
પાળી પુરી વેદની વીર વાણી, કીધી ભલેરી તેણે કમાણી. ૪

મંજુલ પ્રભુનું ધ્યાન ધરે છે ને જડાવ પતિનું સ્મરણ કરે છે તે બીજે ભાગે ગવાશે, ત્યારે સૌના સંશય જાશે. પૂર્વનાં પાપ મૂકાશે, ચિત્ત ચત્રુભૂજને ચ્હાશે.!

૧ સુબોધચંદ્ર યાત્રા મુસાફરી નિકળ્યા ત્યાં શું થાય છે.
૨ મંજુલમુક્તાનું લગ્ન ને તેના પ્રશ્નના ઉત્તર થશે.
૩ કોયલીના શત યજ્ઞનું વર્ણન બહુજ રસ અલંકાર સાથે થશે.
૪ મંજુલમુક્તાની પ્રતિજ્ઞાઓના ઉત્તર તે થશે.
૫ સુબોધ વિનતિપત્રનો ઉત્તર લખશે.
૬ મનસુખરામનું જન્મચરિત્ર શંકારહિત અનંતોગ્રંથની સાબિતીથી જગત્પ્રસિદ્ધ લખાશે.
૭ કન્યાકેળવણીને આપવા જોગ ગરબીઓ વગેરે નાટકી ગાયનો લખાશે.
૮ છંદથી છમછમતું, બાળા બાળને ગમતું, દુષ્ટોને દમતું ને ખુબીમાં ખમતું ચરિત્ર લખાશે.
૯ સુરતશાહનું અનેક મહાત્માઓને પૂછવાનું થશે, તે પછી

અનંતો જન્મ લઇ મોક્ષે જશે. શ્રી હરિનાં દર્શન થશે. ઉપરનું ચરિત્ર બીજા ભાગમાં લખાશે ને ઠામે ઠામ ગવાશે.

---

ન્યાયનૌકા ભાગ ૧, વાંચો વાંચો!!

ખુબીનો ખજાનો, રસની રેલી, ને વિવેકની વેલી,

સંસાર સાગર–સમુદ્ર છે ત્યાં કાયા કાન્તા નગ્રર છે તેમાં ૨૧૬૦૦ ભોવન છે ને ૩૨૪ કારીગરની દુકાન છે. ૭૦૦ શેરીઓ છે. ૧૦ દરવાજા છે. ૩।। કરોડ વનસ્પતિનાં વૃક્ષો છે. એ નગરનું વર્ણન બ્રહ્મા ધારે તોપણ પાછા પડે તેમ છે. જ્ઞાનસાગર રાજા રહે છે ને વિવેકસાગર પ્રધાન છે. રાજાને વિચારચંદ્રોદય પુત્ર છે. પ્રધાનને અક્કલઇંદિરા પુત્રી છે. એક સમગે નારદ અકલઇંદિરાને ભોવન પધાર્યા ને પુછયું. બહેન! તું લગ્ન કેમ કરતી નથી, ત્યારે અકલઇંદિરા કહે છે. મારા પ્રશ્નનો ઉત્તર કરે તે મને વરે.

નારદ—પ્રશ્ન શો છે?

અકલઇંદિરા— દોહરો.

શું તરવાનું સ્હેલ છે, શું તરવું મુશ્કેલ?

નારદ–અંગ, બંગ, અવંતિ, આંધ્ર, મારૂ, કોકણ, કલિંગ, કામરૂ ને કર્ણાટક વિગેરે દેશો તથા તળ, તળાતળ, રસાતળ, પાતાળ, વિગેરે ફરી વળ્યા. છેવટે રાજપુત્ર વિચારચંદ્રોદયને પૂછતાં તેણે જવાબ કયા.

સમુદ્ર તરવો સ્હેલ છે, પર્વત ચઢવો સ્હેલ;
ત્રીયા તુરંગ મુરખમતિ, તે તરવાં મુશ્કેલ.

ધારેલો ઉત્તર મળવાથી અકલઇંદિરાએ વરમાળ આરોપી. દરરોજ નવા પ્રશ્ન પૂછે છે તેના ઉત્તર મળે છે. જ્યોતિષ, વૈદક, શિલ્પ, ગણિત વિગેરેથી ન્યાયના આડંબરથી ભરેલો ૭૦૦ દોહરા, ૨૨૨ છંદ, રસ, અલંકારથી ભરેલો ગ્રંથ બહાર પડનાર છે.

દોહરા.

અક્ષર અવસર ચૂકિયો, મળે ન તેનો મેળ;
આશા રાખે આખડી, ફળે ફરી ના કેળ.
શહેર ભલું શા કામનું, હોય ન પાસે દામ;
બેટી ભલી શા કામની, બોળે બાપનું નામ.
વાહન વિદ્યા વિત્ત ને, વનિતા ને હથિયાર;
પોતાનાં પર-કર જતાં, દે છે દુઃખ અપાર.
સાધુ ને સરકારનો, વંશ કદી ના જાય;
છતે છોકરે માસ્તરો, ઘડી રોટલા ખાય.
સભા મળે ત્યાં વાદમાં, વાચક વદે મધુર;
બોલંતા બંધાય ના, એ પણ એક ચતુર.
મીઠાશ માન્યતણી ચહે, મીઠી જેમ વહુર;
સંતોષને મીઠો ગણે, એ પણ એક ચતુર.

એ રીતે ઘણા રસ-અલંકાર સાથે કિંમત રૂ. ૧).

કર્તા.

કવિ આશારામ જેભાઇ—પણસોરા.



# ગ્રંથગ્રાહક.

| | | |
|---|---|---|
| ૧૦૦૦ | વાકળ લેઉઆ પંચ. | ડાકોર |
| ૫૦૦ | પા. છોટાભાઇ લલુભાઇ. | કોયલી |
| ૨૦૦ | શેઠ. લાલભાઇ ત્રીકમદાસ જમનાદાસ. માણેકચોક મીલ માલેક—અમદાવાદ. | |
| ૧૦૫ | દેશાઇ ભોગીલાલ લલુભાઇ. | વડોદરા. |
| ૧૦૦ | શ્રી રણછોડરાય મહારાજ. | ડાકોર |
| ૧૦૦ | યજ્ઞ નારાયણ. | ડાકોર |
| ૧૦૦ | શેઠ છોટાલાલ રણછોડદાસ. | નડીઆદ |
| ૧૦૦ | પંડયા હરીનારાયણ મંછારામ. | પાદરા |
| ૧૦૦ | શેઠ. ઇશ્વરલાલ તારાચંદ. | સલાડ. |
| ૧૦૦ | શાસ્ત્રી. બદ્રીનાથ તર્કવાચસ્પતિ. | વડોદરા. |
| ૫૦ | શા. ચુનીલાલ વ્રજલાલ. | નડીઆદ |
| ૫૦ | પા. ધનજીભાઇ. | ધમણાદ |
| ૫૦ | પા. નારણ કલ્યાણ. ગામ ખાતે. | સાદરા |
| ૫૦ | પા. જીભાઇ લખમણ. ગામખાતે. | વીરજઇ |
| ૫૦ | પા. ગેરાધન કીશોર. ગામખાતે. | મોભા. |
| ૫૦ | ભટ જીવરામ સોમેશ્વર. | ઉમરેઠ. |
| ૨૫ | માસ્તર ભોગીલાલ હરીભાઇ | નડીઆદ |
| ૨૫ | ગાંધી ગોકળ ભગવાન. | ,, |

| | | |
|---|---|---|
| ૨૫ | શા. મગનલાલ ચુનીલાલ. | વડો |
| ૨૫ | પરી. ગીરધરલાલ લાલચંદ. | ,, |
| ૨૫ | શા. પ્રેમાનંદ મોહોલલાલ. | ,, |
| ૨૫ | શા. મગનલાલ કાળીદાસ. | ,, |
| ૨૫ | શા. મોતીલાલ શંભુલાલ. | ,, |
| ૨૫ | પા. નાથાભાઇ ગરબડભાઇ. | અમરે |
| ૨૫ | પા. લખમીદાસ વરધભાઇ ગામખાતે. | ગયા |
| ૨૫ | પા. કેશરરાંગ સોમભાઇ. | અજ |
| ૨૫ | પા. મહીજીભાઇ સખીદાસ. | મુહાલ. |
| ૨૫ | રાજમોહનબાવા ખુશાલબાવા. | મુહાલ |
| ૨૫ | લવાર રણછોડ નાથાભાઇ | જંબુસર |
| ૨૫ | શા. મોતીલાલ મગનલાલ. | મેધાકુઈ |
| ૨૫ | શેઠ. વલવભાઇ કાશીભાઈ. | કોઠીયા. |
| ૨૫ | જાની. હરીનારાયણ નાથજીભાઇ | ભાલેજ. |
| ૨૫ | પા. છગનભાઇ કાળીદાસ. | ચણસોરા. |
| ૨૫ | દેવીદાસ મહીજી માસ્તર. | કુરખડી. |
| ૨૦ | પા. કાકાભાઇ કાભાઈ. | આણુપુર |
| ૨૦ | પા. કાળીદાસ ભવાન. | કોટડા |

